# નવરાસિકા

ઇન્દુકુમાર શંકરલાલ શાહેરાવાળા



જેણે મ્હને અવતાર દીધો

અને પાળી પોષી ઉછેર્યો

અને આ કક્ષાએ આવતાં ઉત્તેજ્યો એવાં

**માતૃ પિતૃ ચરણોમાં**

મ્હારું આ અલ્પાયાસ ફલ

'નવરાસિકા' સમર્પું છું.



## વાચકોને !

આજે પ્રથમ વીસીની વીસ શરદો વ્યતીત કરી દ્વિતીય વીસીમાં પ્રવેશતાં પ્રવેશ દિનેજ **'નવરાસિકા'** જેવું રાસપુસ્તક રાસરસજ્ઞ નરનારીઓની સમક્ષ ધરતાં મ્હારૂં હૃદય હર્ષથી હુલ્લાસે છે. આજનું સુવર્ણ પ્રભાત ખરેખર મ્હારા સાહિત્ય જીવનની શરૂઆત હોઇ જીવનમાં કંઇક અનેરો રસ રેડી આહ્‌લાદ છોળો ઉછળાવે છે. **'નવરાસિકા'** એટલે મ્હારો સાહિત્ય જીવન આરંભ. સાહિત્ય ક્ષેત્રે જન્મ્યા મીતિ. હું **તો મ્હારો સાચો જન્મ દિવસ આજથી જ માનું.** વાચક પણ મ્હારા મન્તવ્યમાં અનુમતિ આપશે જ.

ગૂજરાત એટલે રાસભૂમિ. રાસ એ સાહિત્ય સૃષ્ટિનું કાવ્યાંગ. રાસ એટલે ગેય કાવ્ય. ગૂજરાતની વિશિષ્ટતા એટલે કોકીલકંઠી ગુર્જરીઓનાં રાસ-સ્રોત. ગૂજરાતની પ્રત્યેક દિશામાં રાસનું સ્થાન તદ્દન અનેરૂં જ છે.'

સાહિત્ય સૃષ્ટિમાં પ્રથમજ ગૂર્જરીઓને અતિપ્રિય એવાં રાસ-ગીત સમર્પતાં કયા માનવનું મન ન હુલ્લાસે ? મંગલાચરણનું મંગલ પુસ્તક એ **નવરાસિકા.**

આ પુસ્તિકામાં યથાશક્તિ પ્રયાસ કરી મ્હારા રાસ સંગ્રહમાંથી ગણ્ય રાસ ગોઠવ્યા છે. ત્હેના ઢાળ લોકપ્રિય રાસ ગીતોના જ રાખ્યા છે. સંગ્રહને પંચવિભાગી બનાવવાનો ઉદ્દેશ માત્ર વિષય સ્પષ્ટિકરણ. **આરમ્ભ** એ વિષય ન કહીએ તો **પ્રવેશ** વિભાગ માનીએ.

શરદ્દપૂર્ણિમાની રસભરી રાત્રિનું સ્મરણ એટલે રાસ સૌરભની મ્હેક. અને ગૂજરાતના પ્રત્યેક ભાગમાં ઓછાવત્તા પ્રમાણમાં એ સૌરભનો ફેલાવ એજ એની રસવૃદ્ધિ. અને ગૂજરાતી રાસરસિયાં નરનારીના હુલ્લાસ એટલે રાસ શૃંગાર.

કવિશ્રી ટાગોરના શબ્દોમાં કહીએ તો જગતભરમાં ગૂર્જર રાસગીતો શ્યાં ગેયગીતોને ઉંચામાં ઉંચુ સ્થાન મળે છે. ગૂજરાતીઓની રાસ પ્રત્યે અભિરુચિ અને ત્હેને અલંકારવાની તન્મયતા એ રાસગીતોને વધારે મૂલ્યવાન બનાવે છે. અને એ જ કારણે મ્હારી ભૂમિનાં નરનારીઓને મ્હારા અલ્પ પ્રયાસનું પરિણામ-**નવરાસિકા** દેતાં ગર્વ અને ગૌરવ ઉપજે છે.

મ્હારી કાવ્યપ્રીતિ અને તે રચવાની તન્મયતા સ્વ. હરિલાલ માંકડ-મ્હારા પૂજ્ય શિક્ષકને આભારી છે. રતિભાઇ, રમણશાસ્ત્રી, હિરુ ઇત્યાદિ મિત્રોનું પ્રોત્સાહન એટલે કાવ્ય

સ્રોતનું વહન. અને એ યથાશક્તિ અલ્પશ્રમનું ફળ ત્હેમાં **નવરાસિકા** એ સમાય. અને પૂ૦ કવિશ્રી ખબરદારનાં સૂચનો એટલે રાસ સરિતાનો નિર્ભય પ્રવાસ. તો એમનો આભાર કેમજ ભૂલાય? આટલા યત્નનું સાફલ્ય તો રાસરસજ્ઞ વાચકના હસ્તમાં જ છે. અને મ્હને વાચક વર્ગ તરફથી પ્રોત્સાહન મળે એજ ઇચ્છું. અને મ્હારૂં સાહિત્ય વેલ્યનું વર્ધન એ પ્રોત્સાહન પર જ અવલમ્બ્યું છે.

અન્તમાં પુસ્તિકાના મુદ્રણમાં મુદ્રણસ્થાનના અધિપતિ શ્રી. રતિભાઇની ચીવટ અને ઉત્સાહભર્યો શ્રમ તેમજ કેટલાક અનિવાર્ય સંજોગોના માર્ગ દર્શન માટે એમનો ઉપકાર પણ ન જ ભૂલાય.

આ પુસ્તિકા પ્રસિદ્ધિમાં કેટલીયે આપત્તિઓને કારણે કંઇક અસુરૂં થયું છે. નહિતર પ્રગટ કરવાનો ઇરાદો તો નવરાત્રિના પ્રથમ દિવસે જ હતો.

આ પ્રકાશન ગૂર્જર રમણીઓને ઉપયુક્ત નિવડો અને ગૂર્જર રાસ સાહિત્યે અભિવૃદ્ધિ થાવ એ જ પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

આખરે કંઇ પણ ખામિ હોય તે માટે ક્ષમાકાંક્ષીને અત્ર વિરમું છું.

ઓડ બજાર: ઉમરેઠ.
અશ્વિન કૃષ્ણ તૃતીયા '૮૭.

ઇન્દુકુમાર.

# આરંભ



( રૂડા અશ્વપતિ રાજાની ડાહી દિકરી રે. )

રૂડા અશ્વિન માસે પ્હેલા દિન બહુ ભાવતા રે
જેને નવરાત્રિનું આપ્યું છે ઉપનામ–
જેમાં સાહેલીઓ સૌ ગરબે રમતી ભલી રે !

શોભે ચાંદની રજની પ્હેલા પક્ષે માસના રે
વાધે શશીની ગતિ ને તેવાં વધતાં તેજ–
સુંદર વ્હાલાં લાગે દિનપ્રતિદિન એ બધાં રે !

કેવો દીપે છે આ માંડવડો ગરબા તણો રે
મળીએ આપણુ સૌએ બ્હેની એક અનેક–
પૂરા પ્રેમે મેળવીએ સ્વાતંત્ર્યજ આપણે રે!

સ્વામિ, માતા, પિતા, સસરા સૌકો ખાળશે રે
દઈએ નિશાએ જો બ્હાર જવાનું નામ–
આજે કોઇ નવ ખાળે ને બોલે ના કશું રે!

ગરબે રમતાં પ્હેલાં સમરી લ્યો એ માતને રે
માંડયે જંગો મ્હોટા મળતું ના સ્વાતંત્ર્ય–
ત્હેને દેવામાં માજીએ કૃપા કીધી ઘણી રે!

વળતી દશમથી પૂનમની રાત્રિ રાસની રે
ત્હેમાં દશમ પૂનમ પાડે ખૂબ પ્રભાવ
એવો લૂંટાશે ના લ્હાવો કંઇ આનંદથી રે!

મરદો બાળક વૃધ્ધો માટે પણ એ ન્હોરતાં રે
પ્રેરે સૌનામાં એ નૂતન કંઇ ઉલ્લાસ
ભાવે ઉપવાસો આદરતાં–ભોજન ભાવતાં રે!

જ્યારે આવા દિન નિર્મ્યા છે ત્યારે ભોગશું રે
ત્હેનો શાને નવ કરીએ સદ્ઉપયોગ
ચાલો સજની આજે ગાઓ ગરબો પ્રેમથી રે!

૬ ઠ્ઠી જુલાઈ ૧૯૩૦.

# રાસ મંદિરે



( મ્હેમાનો ઓ વ્હાલાં પુનઃ પધારજો )

આજ સખિ છે નવરાત્રિની રાત્ય જો
પાયે નમીએ દેવી માને નેહથી,
દિલ ડંખે છે નામ કદી ભૂલાય જો
માજીનાં એ હેત કદી વિસરાય ના;
આજ સખિ છે નવરાત્રિની રાત્ય જો !

નવરાત્રિને દ્હાડે પૂજન આદરી
માત તણી આશિષને અંગ સ્વિકારજો,
સાહેલી સૌ રાસ-રમણમાં રચ્યાં રહે
અંતરને ઉમળકે ભેળાં થાય જો;
આજ સખિ છે નવરાત્રિની રાત્ય જો !

સૌથી પ્હેલાં પૂજન કરીએ માતનું
રાસક્રીડા આરંભ્યે આનંદ થાય જો,
ચંદની ચોકે સૌ સખિઓને મળાય ત્યાં
નેહ થકી માતાને કરીએ પ્રણામ જો;
આજ સખિ છે નવરાત્રિની રાત્ય જો !

# રાસ રમણા



( હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ ! )

રાસની રમણાએ અમ્હે રસ ભર્યાં રે લોલ.
લક્ષ્ય લાખ રાજ હર્ષ વર્ધતી
સર્વ વર્જતી રે લોલ:
એની રમણાએ અમ્હે રસ ભર્યાં રે લોલ !

રાસ કારણે અમ્હે અહિં ભેળાં મળ્યાં રે લોલ
ઘમ્મર ઘમ્મર ફરતાં ઉલ્લાસ
હર્ષ વર્ધતી
સર્વ વર્જતી રે લોલ:
એની રમણાએ અમ્હે રસ ભર્યાં રે લોલ !

આકાશ ચંદ્રિકાનાં તેજથી રે લોલ
પૃથ્વીમાં શોભતાં ઉજાસ
હર્ષ વર્ધતી
સર્વ વર્જતી રે લોલ:
એની રમણાએ અમ્હે રસ ભર્યાં રે લોલ!

શરદ્ પૂર્ણિમાની રમ્ય જ્યોત રાત્રિએ રે લોલ
સોહતાં રમાય રૂડા રાસ
હર્ષ વર્ધતી
સર્વ વર્જતી રે લોલ:
એની રમણાએ અમ્હે રસ ભર્યાં રે લોલ!

આનંદ અંગ આજ અતિ વ્યાપતો રે લોલ
લેતાં રસ રાસ આજ ખાસ
હર્ષ હર્ષતી
સર્વ વર્જતી રે લોલ:
એની રમણાએ અમ્હે રસ ભર્યાં રે લોલ!

---

# રાસ સૌંદય



( જે કોઈ અંબિકાજી માતને આરાધશે રે લોલ )

રાસની રમણાએ સખિ ! નીસર્યાં રે લોલ;
આવે સૌ ચંદનીના ચોકમાં રે લોલ:
ઉગ્યો છે પૂર્ણ. ચન્દ્ર વ્યોમમાં રે લોલ;
છાયા સૌન્દર્ય સોહે આપણાં રે લોલ.

સખિ એકમેક સ્હામસ્હામું નિર્ખતાં રે લોલ;
રૂડો જણાય રાસ રંગ ત્યાં રે લોલ:
ઠમકે પૂરાય કાંઇ ખામિ જો રે લોલ;
રાસની રમણાએ સખિ ! નીસર્યાં રે લોલ:

રાસની રમણાએ સખિ ! નીસર્યાં રે લોલ;
ચંદ્રિકા પ્રભામાં નીર સોહતાં રે લોલ:
સ્હામે તટે છે વૃક્ષ થંભીયાં રે લોલ;
રાસના વિહાર જોઇ કંપીયાં રે લોલ.

ઘમ્મર ઘમ્મર રાસ ખેલતાં રે લોલ;
ચંદ્ર નીર વૃક્ષ – છાય એકઠાં રે લોલ:
ખીલવે કળા આજ ચંદ્રની રે લોલ;
રાસની રમણાએ અમ્હે નીસર્યાં રે લોલ.

# ભક્તિ



( પ્યારાને પારણે સોનાનાં બોર )

શ્યામળાની ભક્તિમાં મીઠી રસધાર
મીઠી રસધાર એ છે દીન તારણહાર,
શ્યામળાની ભક્તિમાં મીઠી રસધાર.

ભક્તિ રસ-પાન કર્યાં તારી એ દીધલા
એ'ણે કીધો લાખોનો ઉદ્ધાર,
શ્યામળાની ભક્તિમાં મીઠી રસધાર.

ભક્તિ એ દીન હ્રદય હળવે ભીંજે છે
ભીંજ્યા પછી સૌ બનો એકતાર,
શ્યામળાની ભક્તિમાં મીઠી રસધાર.

# મોરલી



(ખીલી ખીલી રહી આ કેવી ચંદા !)

અલિ ! વાગે મીઠા મધુર રાગે
હૈયું અનુરાગે મીઠી એ મોરલી.
પ્રેમ જાગે, અવર ત્યાગે;
થોડું માગે, પુષ્પ બાગે :
અલિ ! વાગે મીઠા મધુર રાગે
હૈયું અનુરાગે, મીઠી એ મોરલી !

એણે લીધાં અનેક ઉછંગમાં,
વારિ દીધાં સૌને યે અમૃતનાં,
સૂર ભૂલવે છે ભાન એ આનંદમાં
રચે વન મહન્તનાં:
પ્રેમ જાગે, અવર ત્યાગે
થોડું માગે, પુષ્પ બાગે
અલિ ! વાગે, મીઠા મધુર રાગે
હૈયું અનુરાગે, મીઠી એ મોરલી.

# યાચના



(મ્હેમાનો ઓ વ્હાલાં પુનઃ પધારજો)

ઓ ઈશ્વર જો ત્હારાં અનાથો-બાળને
સત્કર્મો કરવા પ્રેરી દુઃખ ટાળને!
આપ ક્ષમા જોજેના બાળક કર્મને
સુધારી દે આજે તે યાચે ત્હને!
ઓ ઈશ્વર જો ત્હારાં અનાથો-બાળને!

અલ્પમતિનાં ભૂલ કદી કરીએ અમ્હે
અમી દૃષ્ટિ તું ફૂંકી સૌએ નિવારજે!
ત્હારી સેવા ભાવ કરી કરી ના શક્યાં
અંતર ના આણીશ એ પામર ભૂલને!
ઓ ઈશ્વર! જો ત્હારાં અનાથો-બાળને!

અલ્પાયુષી મનુષ્ય જીવન કર્તવ્ય જે
શિખવજે અમ્હને સુષ્ઠુ તે આવડે!
સાચી ઝાંખી પ્રેમની ત્હારા કરાવજે
અન્ય શું યાચું? આ ભવસાગર તારજે!
ઓ ઈશ્વર! જો ત્હારાં અનાથો-બાળને!

# ક્‌હાનાનાં કામણ



( પાલવડો મ્હારો મ્હેલો મોહનજી !
માારગડે મ્હને જાવા દિયોઃ )

યમુનાજળ ઝીલવા સંચરી, હો બ્હેનડી !
શાન્ત નદવારિ એ ઉછાળા ભરે :
જઈને ઉભી હું ઓવારે હો બ્હેનડી !
ક્‌હાનુડો ઉભો જ્યાં નિહાળ્યા કરે :
યમુનાજળ ઝીલવા સંચરી, હો બ્હેનડી !

મુખમાં મોરલી એના શોભે હો બ્હેનડી !
વાયે ત્યારે સૂર તલ્લિન કરે :

ગાવલડી જૂથમાં એ ઉભો હો બ્હેનડી !
સાદ સૂણી ચિત્ત મારૂં ચોંટયું અરે :
યમુનાજળ ઝીલવા હું સંચરી, હો બ્હેનડી !

કાલિંદી કાંઠે ભાન ભૂલી હો બ્હેનડી !
કુડાનુડો નેનબાણુ ફેંકયાં કરે :
અગ્નિ પેદા કરે એ હુંમાં હો બ્હેનડી !
હાથ મુખ નેનથી એ ચેષ્ટા કરે :
યમુનાજળ ઝીલવા સંચરી, હો બ્હેનડી !

ઉભી હું સ્થિર ત્યાં આજ હો બ્હેનડી !
ધેનુ છોડીને એ આવ્યો અરે :
આવી પાલવડો તાણે હો બ્હેનડી !
'મૂક પાલવ મૂક છેડો' બોલ્યા કરૂં :
યમુનાજળ ઝીલવા સંચરી, હો બ્હેનડી !

છોડે કાં છેડો છોડાવું હો બ્હેનડી !
છોડે તો બીજું અડપલું કરે :
ઉદક ઉલેચવા દે ના હો બ્હેનડી !
"સાસુજી ગાળ મ્હને દેશે અરે :"
યમુનાજળ ઝીલવા સંચરી હો બ્હેનડી !

તોયે ગણુકારે ના ક્હાન હો બ્હેનડી !
વહ્યાં વ્હાણું ને એમ ધિખ્યો રવિ :
હસી પડીને જઇ અળગો ઉભો એ !
ઝીલન્ત જળ હું પાછી વળી :
યમુનાજળ ઝીલવા સંચરી હો બ્હેનડી !

આવતો પછવાડે લઇ ગૌ હો બ્હેનડી !
મોરલી મધુરી એ બજાવ્યા કરે :
આમ જોઇ તેમ જોઇ ચાલુ હો બ્હેનડી !
મોરલીના તાનમાં એ બોલી કરે :
યમુનાજળ ઝીલવા સંચરી, હો બ્હેનડી !

કામણુથી ચિત્ત લીધાં ચોરી હો બ્હેનડી !
સાસુજીએ ગાગમાં લીધી બોળી :
તોય ફરી મોરલી હું ભૂલું ના બ્હેનડી !
એવાં કામણુ ક્હાન કીધા કરે :
યમુનાજળ ઝીલવા સંચરી હો બ્હેનડી !

---

# આર્તનાદ



( હું તો આંગણિયે આજ (૨)
ફૂલ વેલીનાં વીણુતી રે લોલ )

ઝૂલે અસ્થિર એ નાવ (૨)
સંસાર અસારની મુસાફરીમાં લોલ

જરા સત્પથ સૂઝાડ (૨)
અન્તર વિરામી આનંદવા રે લોલ!

ત્હારી ન્યારી છે કલાય (૨)
મથે મથે મૂળ ના જડે રે લોલ,

ઘેરે અન્તર અંધાર (૨)
અજવાળાં આપી ઉરાડજે રે લોલ.

મ્હારૂં મન બહુ મુઝાય (૨)
અન્તરના આર્તનાદ કો સૂણે રે લોલ?
જરા લે ત્હું સંભાળ (૨)
દરદ ફીટી કાંક હર્ષવા રે લોલ.

આ ડૂબશે શું વ્હાણ? (૨)
ઓવારે આવ્યું ના તારશે ત્હું લોલ?
મ્હને અંગુલિ દેખાડ (૨)
અવધિ હવે 'અહમ્'પદ તણી રે લોલ.

ત્હારા તેજના અંબાર (૨)
શાને રાખ્યા છે કહે ઓ પ્રભુ! રે લોલ,
મ્હારી સૂણજે ત્હું હાક (૨)
મ્હને ટાળજે ત્હું સૌએ ઉપાધિથી રે લોલ.

મ્હારા દંડવત્ પ્રણામ (૨)
અરે શાશ્વત્ વિભુ! સ્વિકારજે રે લોલ,
આજ અન્તર અકળાય (૨)
ના રે' અનેક ઉપચારથી રે લોલ.

---

# મેહુલો



(અમર વાડીમાં ડંકા વાગે છે)

ગગન ગાજે ને ઘોર નાદ થાએ છે;
વીજ ચમકે ને ધરતી ધ્રુજાવે છે:
ગગન ગાજે ને ઘોર નાદ થાએ છે.

વાયુ મીઠાની મંદ લ્હેર આવે છે;
તાપે તપતાને ઠંડા બનાવે છે:
ગગન ગાજે ને ઘોર નાદ થાએ છે.

ધરતી મેઘરાજ પાસ કાંક માગે છે;
વન પંખેરૂ 'જલ જલ' પોકારે છે:
ગગન ગાજે ને ઘોર નાદ થાએ છે.

સૂણી હાક એ દેવ શું વિચારે છે;
ઝરમર ઝરમર જલ છંટકાવ સારે છે:
ગગન ગાજે ને ઘોર નાદ થાએ છે.

કાંઇ છંટકાવ કૃષીવલ જગાડે છે;
નિજ ક્ષેત્રે સૌ કામે લાગે છે:
ગગન ગાજે ને ઘોર નાદ થાએ છે.

ભલા રોપા રોપાયા ઉછેરે છે;
સીંચી વારી જથાબંધ લ્હેરે છે:
ગગન ગાજે ને ઘોર નાદ થાએ છે.

સૌ જનના શુભાશિષ વ્હોરે છે;
બધા દીનોનાં દુઃખને તોડે છે:
ગગન ગાજે ને ઘોર નાદ થાએ છે.



# મયૂર પક્ષી



( જ્વલન્ત જળહળ જ્યોતિનો રે )

પ્રકાશિત કથળોટે લીલી રે
મૃગાંકી સોનેરી, હાંહાંરે
મૃગાંકી સોનેરી૦-

ઝગકતો રંગ રૂડો રૂપેરી
સુશોભે તે થાળી, હાંહાંરે
સુશોભે તે થાળી૦

પૂરેલી વ્યોમ વર્ણે કોરો રે
મઢી ઈન્દુ તેજે, હાંહાંરે
મઢી ઈન્દુ તેજે૦-

ટપકતી નાનાવિધ ટપકી રે
ભરેલી ખૂબ રંગે, હાંહાંરે
ભરેલી ખૂબ રંગે૦

લટકતા અન્તિમ ત્યાં તન્તૂરે !
શ્યામ લીલા વરણી, હાંહાંરે
શ્યામ લીલા વરણી૦—

રહ્યા છે સર્વે સ્થિર સ્થિતિમાં
મન સૌ આકર્ષી હાંહાંરે
મન સૌ આકર્ષી૦

ઉપસીને બ્હાર નીકળતો આવ્યો
ભાગ શરીર જેવો, હાંહાંરે
ભાગ શરીર જેવો૦—

ચર્ણું પાતળા હૃદય પર ટેકવે
આપ એ પોતાનું, હાંહાંરે
આપ એ પોતાનું૦

આસીત પીઠે સરસ્વતી દેવી
ધરી વીણા કેવી ? હાંહાંરે
ધરી વીણા કેવી ?—

જુઓ એ ભભકતી રાજે
બેઠી લઈ સાજે, હાંહાંરે
બેઠી લઈ સાજે૦

મયૂર જ્યાં થનગન થનગન નાચે
નૃત્યકી એ નાચી હાંહાંરે
નૃત્યકી એ નાચી૦—

પેખીને મન પૂર્ણ ઉલ્લાસે
તન્મયતા લાગે હાંહાંરે
તન્મયતા લાગે૦

ઉભે જ્યારે એ પંખી જોડું
કરે કલાવૃધ્ધિ, હાંહાંરે
કરે કલા વૃદ્ધિ૦—

એના 'ટહુક' ટહૂકા પ્યારા
કર્ણ કહે 'ન્યારા' હાંહાંરે
કર્ણ કહે 'ન્યારા'૦

સખિ હો તન્મય બનજો રે
ત્હમારા સંસારે, હાંહાંરે
ત્હમારા સંસારે૦—

ટહૂકે એવા કંઠ તમ ન્યારા
ઉપજે સ્નેહજ જેથી, હાંહાંરે
ઉપજે સ્નેહજ જેથી૦

# સુવર્ણ પ્રભાત



( અહો રાજ ! અમ્હે રે પંખીડાં ગરમ દેશનાં )

જુઓ બ્હેન ! સુવર્ણે રોળાએલ પ્રભાતમાં.
દીસે સૂર્યના શૃંગાર !
જાણે વ્યોમ એ રંગાય !
બ્હેન ! સુવર્ણે રોળાએલ પ્રભાતમાં.

વહો બ્હેનુ, એ પ્રકાશનાં સદૈવ નાચતાં.
સોહે ગુલાબ ઉડન્ત !

દીપે ભોમ આ જ્વલન્ત !
બ્હેન ! સુવર્ણે રોળાએલ પ્રભાતમાં.

રમો સ્હેજ ! અવલોકજો એ સૂર્ય વન્દતાં.
તેજ રશ્મિ ચળકે ત્યાંય !
જાણે રત્ન મલકે મ્હાંય !
બ્હેન ! સુવર્ણે રોળાએલ પ્રભાતમાં.

સજો સાજ બ્હેન ! આજે રોળાવા પ્રભાતમાં.
રાજે કોડીલો કન્થ !
શોભે સોનાનો પન્થ !
બ્હેન ! સુવર્ણે રોળાએલ પ્રભાતમાં.

---

# તાપ–તેજ



(અલી કોકિલા ! ટહૂકો મીઠો તુજ મ્હારે હૈડે વસ્યો.)

ભાનુ:—

સખિ ચન્દા ! ત્હારાં જોઈ તેજ હું મનમાં હસ્યો
તે જોવા અન્તર ઉભરાયાં જેથી હું વ્યોમે ખસ્યો !
સખિ ચન્દા !–

ચન્દા:—

પ્રિય ભાનુ ! કિરણ તેજ ત્હારાં મલકાવે મન મ્હારાં, પડે
તિમિર દૂર ફૂંકે પ્રકાશ ખૂબ મ્હેકે અને તે જ્યાંત્યાં જડે !
પ્રિય ભાનુ !–

ભાનુઃ—

દુઃખ દહે સૌને સુખ સોંપે ત્હારા તેજે ઠંડક જે
મુજ તાપે તાપેલા કંટાળે ત્હારાથી એને શાન્તિ મળે!
સખિ ચન્દ્રા!—

ચન્દ્રાઃ—

કરીએ ક્રમશઃ અદા ફરજ સૌ એમાં અચંબો કશો?
પ્રખર તાપ પછી તેજ શીતળ તાપ પ્રખર આવતો જતો!
પ્રિય ભાનુ!—

* * *

સખિ! એવા જીવનના રંગો કાંઈ સૌ વિચારી લ્યો
મૃદુ હૃદે ત્હમારાં એ પ્રશ્નો જરા ખૂબ ઉકેલી ઘો!
સખિ ચન્દ્રા!—



# ચોકમાં



(વ્હાલી! સાંભળ્ય પેલી કોલયડી તરુવૃન્દમાં રે...)

સજનિ! જોઇ પેલો ચન્દ્ર ફરૂે ઉલ્લાસમાં રે
એના પ્રકાશમાં રે!
સજનિ!–

આજ શશી તણું દર્શન કરતી
ઘેલી બની અપ્સરા ઉતરતીઃ
આવી રાસે રૂડી રીતે ભળતી શ્વાસમાં રે!
એના પ્રકાશમાં રે!
સજનિ!–

ચોક રહ્યો ચાંદનીથી ચળકી
રૂપેરી વાદળીઓ મલકી :
ન્યારાં રશ્મિ તેજે નાખી સૌને પાશમાં રે
એના પ્રકાશમાં રે !
સજનિ !–

નાનાવિધ વસ્ત્રો પરિધાર્યાં
ચાંદની આગળ સૌએ હાર્યાં :
નવલી કેવી પાડે ભાત અનેરી રાસમાં રે !
એના પ્રકાશમાં રે !
સજનિ !–

પૂરતાં ગરબે ઠમકા ઠાલા
કંઇ પૂરતાં એ રસ પ્યાલા :
એનાં અજબ ઉમેરણુ વર્ણવવાં શાં આશમાં રે
એના પ્રકાશમાં રે !
સજનિ !–

---

# સૌભાગ્યનાં મૂલ



(જનનીની જોડ સખિ! નહિ જડે રે લોલ.)

મોંઘાં અમૃત મોંઘા પ્રેમ છે રે લોલ
એથી મોંઘાં સૌભાગ્ય રે!
આજે મ્હને એ સોંપડ્યાં રે લોલ. ટેક.

હેવે અમૃત કાજ યુદ્ધ કર્યાં રે લોલ
પ્રેમીના પ્રેમ જોયા જાય રે.
આજે૦—

લીધાં અમૃત પાસે રાખિયાં રે લોલ
વિના સૌભાગ્ય એને શું કરૂં?
આજે૦—

જોયા મ્હેં પ્રેમકુંડ ઢોળતાં રે લોલ
શોભે છે અગ્ર એ સૌભાગ્ય ત્યાં.
આજે૦—

મોંઘાં આતશે માબાપ છે રે લોલ
ભાલે બિન્દુ વિના એ વ્યર્થ રે.
આજે૦—

ભ્રાતા સ્વસા ઘણાં હેતથી રે લોલ
બોલે એ બ્હેનીની પાસ જો.
આજે૦—

જ્યારે ભૂસાય સૈભાગ્ય એ રે લોલ
ત્યારે કોડીમાં પંકાઉં જો !
આજે૦—

કાયાનું સામ્ય કેમ સાંપડે રે લોલ
વિના સૌભાગ્ય એ વ્યર્થજો.
આજે૦—

ભૂસ્યે સૌભાગ્ય ભૂસ્યાં મૂલ હાં રે લોલ
એવાં મોંઘેરાં સૌભાગ્ય જો !
આજે૦—

હીરા મૂક્તાનાં મૂલ કાં કરી રે લોલ
કરશે તકરાર એની પાસ જો.
આજે૦—

વિના સૌભાગ્ય મૂલ શાં હશે રે લોલ!
માટે સૌભાગ્ય છે અમૂલ્ય જો!
આજે૦—

---

# વસન્ત



(હૈયાં વરસે છે હૃદય દેવનાં)

વાહ વ્હાલી વસન્ત,
પ્રાણ પ્યારી વસન્ત,
અન્તર ઉછાળે છે હેતથી.

મુખ મલકે હસન્ત,
વાસ કરતાં વસન્ત,
પંખી પધરાવે અતિ વ્હાલથી.

ફૂગ ફળશે ફૂલ ખિલશે અન્તર હર્ષ અમૂલ,
રસબસતી રૂખ વેલીઓ:
હવે ઝીલાતી હાં રે અતૂલ:
જો વધામણાં વસન્તનાં દેવાય છે હો!

રાજ મોંઘુ એ પર્વ,
આજ આવે હાં ગર્વ,
વીણા વાગે એ વસન્તની.

પ્રણય સરિત્ વહેશે સદા દમ્પતિ મ્હાણે સુખ,
અણખિલ્યાં સૌ ખિલશે:
કરે આત્માની પૂરી ભૂખ:
હો પ્રેમીઓ! પામશો આનન્દ એ સ્વર્ગનો!

વાહ વ્હાલી વસન્ત,
પ્રાણ પ્યારી વસન્ત,
અન્તર ઉછાળે છે હેતથી.

---

# માતૃભૂમિ



માતૃભૂમિને નમીએ પૂરા પ્રેમથી
જેણે પાળી પોષી કીધાં આવડાં
આપણ માટે સંકટ સ્હે એ દોહ્યલાં
ત્હેને વિસરશે ના કો જન કો સમે!

જનનીના ઉદરમાં જ્યારે રહ્યાં હતાં
ત્યારે એને જાળવતી ખૂબ સ્નેહથી
એનો કો ઉપકાર ભૂલાએ ના કદી
ત્હેને વિસરશે ના કો જન કો સમે!

ગર્ભ રહ્યે જ્યાં માસ દિનો પૂરા થયા
ત્યારે વેઠી ગંદકી મળ ને મૂત્રની
એનો બદલો દેવા જેવા એ થતાં
ત્હેને વિસરશે ના કો જન કો સમે!

ભોમ ભલી એ બાળકને રમવા દે છે
ખોદે ખાડા પૂરે તોયે સહ્યાં કરે

પાણી ને ફૂળ ફૂલ સહૂ પૂરાં કરે
ત્હેને વિસરશે ના કો જન કો સમે !

વૃક્ષ વેલી ને અન્ન ઘણું ત્યાં પાકતાં
સઘળાં દે છે નિજ બાળકને પોષવા !
એવાં પોષણ પામી પામી ઉછર્યા
ત્હેને વિસરશે ના કો જન કો સમે !

સજની સુલક્ષણ જે હોશે ભોમમાં
તે તો કદીએ વિસ્મૃતિ પામે ના જરા
ઉપકારો એના જે સૌ ભૂલી જશે !
તે તો માનો માનવ નહિ પણ દૈત્ય જો.

મ્હોટે ન્હાને પાપ ઘણાં એ જે કર્યાં
ત્હેને માટે શિક્ષાઓ ખૂબ ભોગવે
એવી માતૃભૂમિને જે વિસરી જશે
ત્હેને કહેવો માનવ કે કહો દૈત્ય રે ?

માતૃભૂમિને નમીએ પૂરા પ્રેમથી
જેણે પાળી પોષી કીધાં આવડાં,
આપણ માટે સંકટ સ્હે એ દોહ્યલાં
ત્હેને વિસરશે ના કો જન કો સમે !

# મોહન વાણી



( આજ બોલે છે મ્હારા હૈયાની કુંજમાં )

રાજ ઉછળે છે મ્હારા અન્તરની ઉર્મિઓ
મીઠી મોહન વાણી એ ઉછાળતી રે :

જગવ્યાં જગત એણે ઉંઘમાં ઘોરતાં
એવી મર્માળી મુજને ભાસતી એ.

એણે પડકાર કર્યા વીર જોમમાં,
એના શબ્દ ઝીલે શૂર કોમમાં :

એવી વાણી જ્વલન્ત
મૂકે કાયરમાં મન્ત્ર
ઉભે સૈનિકો અનન્ત
આઝાદ હિંદે !

સાહેલી ! એ પ્રેરે છે આત્મા મૂકમાં
શૌર્ય પ્રકાશે હવે સાચાંજી રે;
એ શૌર્ય જોજે બ્હેની સ્વાતંત્ર્ય લાવશે
ગુલામી સઘળી ટાળશે જીરે :
રાજ ! ઉછળે છે મ્હારા અંતરની ઉર્મિઓ૦

# ભારત–વિજય



(નટવર વસન્ત થૈ થૈ નાચી રહ્યો)

ભારત મૈયાને વિજય માળા મળો!
વિજયમાળા મળો, સર્વ આપતિ ટળો!
ભારત૦ –

સાચા વીર સૌ પાકીયા ભારતની હદ માંહ્ય
બંધન તુર્તજ છૂટશે લગામ છે કરમાંહ્ય–
હૈયાની હામ હોયે સર્વે મળી જશે
નજિક આવે છે હવે એની પળો–
ભારત૦ –

ખાંડા ધારે ચાલવા થવાનું છે તૈયાર
જ્યારે નિર્ભય જાગીયા તરી જશે સંસાર–
એવાથી અવનીની મૂક્તિ થશે
બાજીની હાથમાં આવતાં ફળો–
ભારત૦ –

ગરમી ઠંડી ચાખીને આવ્યો છે બહુ અન્ત
સ્વામિએ જાણ્યું હવે ખૂલ્લો કરશે પન્થ–
વાળી દીધી છે હદ એણે ઘણી
વીરોને આપશે ઉમંગનાં ફળો–
ભારત૦ –

# રાષ્ટ્ર દેવી



( મ્હોલે પધારો મ્હારા રાજ ! માણિગર મ્હોલે પધારો )

કીધા ઘણાએ ઉપકાર રૂડી મ્હારી માવડીએ રે;
દીધાં જ્યમ રૂપાળાં દૂધ ભલી પેલી ગાવડીએ રે!

માતની સેવા જે થાય ઓછી છે
કરીએ શું વર્ણન;
જનની ત્હુજને પ્રણામ કરૂં હું
ઉપજાવ્યા ત્હેં મહન્ત:
રૂડી મ્હારી માવડીએ રે!

જે જે પન્થથી ઉતરી ગએલા
આણ્યા છે એમને ઠેર;
અનૃત ત્યજીને સત્ય એ સ્હમજે
ઓછા કરાવા ફેર:
રૂડી મ્હારી માવડીએ રે!

માતા ત્હારે અંકે ઝૂકીએ
કરજે રક્ષણ આજ;
ત્હારાં આત્મજ દેવદેવીથી
સાધાવશે સૌ કાજ:
રૂડી મ્હારી માવડીએ રે!

સાચા સ્નેહે નમન કરીને
વિરમીએ અમ બાળ;
માતા હરનિશ પ્રસન્ન રે'જે
એ છે અમ્હારી આશ:
રૂડી મ્હારી માવડીએ રે!

કીધા ઘણા એ ઉપકાર રૂડી મ્હારી માવડીએ રે;
દીધાં જ્યમ રૂપાળાં દૂધ ભલી પેલી ગાવડીએ રે!

---

# ગૂણીઅલ વીર



( રૂડા અશ્વપતિ રાજાની ડાહી દિકરી રે. )

વીરા ત્હારા ગૂણ હું કેમ કરી ગાઉં કહે રે
મ્હારા જનકના દૃગમાં ફેંક્યો ખૂબ પ્રકાશ–
ત્હારૂં એવું વર્તન જોઈ મન મ્હારૂં ઠરે રે !

સાચી સેવામાં તુજ અન્તર સઘળું રચે પચે રે
ત્હેનું જ્યારે થાએ ભાન મ્હને તલભાર–
હું તો ગાન કરૂં એ શક્તિ ત્હારી બહુ વધે રે.

વ્યાપી અંગે અંગે વર્તન ત્હારાં સ્નેહનાં રે
પ્રેરે જડ મનનાને પણ કરવા એ કાજ–
મ્હારે અન્તરના ઉમળકે હસવું હવે ઘટે રે.

વીરા ખામી દીસે કાંઇ નહિ વિવેકમાં રે
ઘરડા, ઘરડી, બાળા બાળક સાથે એક–
એવા ગૂણનું દર્શન કરતાં અન્તર ઉછળે રે!

'બ્હેની, બ્હેની,' કહેતાં જોઉં અધર સૂકાય છે રે
કેવાં વર્ણન હું કરવાની'તી વિશેષ?
કિન્તુ એવા ભ્રાતા પ્રભુજી સૌને આપજો રે.

વીરા ત્હારી જોડી જગતે જડવી આકરી રે
જોતાં મુજ પ્રતિ ત્હારો અંતરનો એ પ્રેમ
સાચા આશિર્વાદો દીધા વિણ દીલ ના રહે રે.



# બ્હેનને !



આવી આવી એ બ્હેન કાંક લાવી
વધામણાં વસન્તનાં જી !
વાવી વાવી એ સ્નેહ વેલ્ય આવી
ખિલાવવા વસન્તમાં જી !–ટેક.

આજ બ્હેકે પરાગ પ્રેમ પુષ્પનાં
કાંઇ લ્હેરે વસન્ત ખૂબ ધૂનમાં
હું ય પ્હેરૂં આભૂષણુ ઉમંગનાં :
વહતાં એ વર્ષ આજ પૂરમાં
હો રાજ !

આવી આવી એ બ્હેન કાંક લાવી
વધામણાં વસન્તનાં જી !

સારી સારી એ વાનગી ચખાડી
પ્રભાતમાં વસન્તનાં જી !

બ્હેન ! જાણ્યું સ્હવાર નવા વર્ષનાં
માય દિલમાં ન કાં બ્હેણુ હર્ષનાં ?
ત્હને આશિષ છે થાવા 'ઉત્કર્ષ'ના:
ભાઈ દે છે સ્વિકારશે આનન્દના
રે બ્હેન !

પ્યારી પ્યારી એની બલિહારી
વધામણાં વસન્તનાં જી !
વ્હાલી વ્હાલી હો બ્હેન આજ આવી
એ પંચમી વસન્તમાં જી !

માંડ પગરણુ અઢારમા વર્ષમાં
થાય વર્ષ કમી માણુ કદા હર્ષમા
બ્હેન સાચવ સૌભાગ્ય અમોલડાં
ત્હારો આનંદ રંગે કાંક દિલડાં
વસન્ત !

વાગે વાગે નગારાં સાચ આજે
અમોલ આજ નાદથી હો !
કેવાં કેવાં દર્શાવતાં શકુનડાં
એ ભગિનીના ભાગ્યનાં હો!

"પ્રભુ સાચવ સૌભાગ્ય સદા એહનાં
સ્વસા મ્હાણે આનન્દ રોજ જેહમાં
ઇશ ખિલવો જીવન એ વસન્ત શ્યાં
કાંઇ પ્રેરો મતિ એ હજી બાળ શ્યાં"
વિભુ દેવ !

વાવી વાવી એ સ્નેહ વેલ્ય આવી
ખિલાવવા વસન્તમાં જી !
આવી આવી એ બ્હેન કાંક લાવી
વધામણાં વસન્તનાં જી !*

*અ. સૌ. બ્હેન મણિગૌરીની સત્તરમી વર્ષગાંઠ નિમિત્તે.
( વસન્ત પંચમી )

---

# એમનાં ઓવારણાં



(પાલવડો મ્હારો મ્હેલો મોહનજી!
મારગડે મ્હને જાવા દિયો!)

પિયુનાં ઓવારણાં લઉં સખિ ઘેલડી!
મૃદુ હૃદય કુઞ્જમાંએ વસ્યા રહે;
વ્હાલમનાં વ્હાલ કે' વેર્યાં વેરાય ક્યાં?
પૂરાં અન્તર જે ઉભરાયાં હશે:
પિયુનાં ઓવારણાં લઉં સખિ ઘેલડી!

કમળ પે ભ્રમર હો ગૂંજે સખિ ઘેલડી!
કરે એ ગુંજાર હું કુસુમડી ઠરી;

ધ્યાનમાં એમના ભૂલી ભમન્ત હું
જાણે પતંગ દીપમાંહે પડી:
પિયુનાં ઓવારણાં લઉં સખિ ઘેલડી!

એમના પ્રેમે હૃદય ચોંકે સાહેલડી!
જયમ વ્યોમ વીજ પડે ધરા ચમકે;
ઉરમાં ઉલ્લાસ આજ ઉદ્ભવતાં પ્રેમના
નયણાં ચમકે છે જેમ ચમકે છે વીજળી
પિયુનાં ઓવારણાં લઉં સખિ ઘેલડી!

ઘેરે નિશા તિમિર–મેઘે હો ઘેલડી!
ઉરના ઉમળકા સૌ કંઈ ઘેરે જતા;
અન્તર ઉછાળ તોહ્ય મારતું સાહેલડી!
પિયુ પચરંગ પ્રેમે ડૂબતા દીસે:
પિયુનાં ઓવારણાં લઉં સખિ ઘેલડી!

શ્રાવણ શરવરીઆં ધરા ભીંજે સાહેલડી!
પ્રેમામૃત એ વારિ સિંચતા ઉભા;
ઉગવતા સ્નેહવેલ્ય સાચાં દર્શન દે!
હું રાંક દિલડાં દૂભતાં રીઝે:
પિયુનાં ઓવારણાં લઉં સખિ ઘેલડી!

નિર્ખી નિર્ખી નેને મૂર્તિ હો એમની !
નાચન્તાં નેન–તીર ફેંક્યા કરે;
વશ થાય વશ કરે પળમાં હો બ્હેનડી !
વાણી વહે જાણે ફૂલડાં સ્રવે :
પિયુનાં ઓવારણાં લઉં સખિ ઘેલડી !

હૂલી મઢૂલીમાં દીપે એ દેવ શ્યા !
પાવન કરે મ્હને પાપ મુજ ખોઇને;
શોભે યુગલ જો ઉભીએ સ્નેહથી !
પામશે નવાઇ સૌ જોઈ જોઇને;
નિર્ખે અમ્હોને લોક ખૂબ ખૂબ મોહિને !
પિયુનાં ઓવારણાં લઉં સખિ ઘેલડી !

---

# પ્રેમ યોગિ !



( પૂર્ણિમા પાછી ઉગી રે. )

આવ્યા છે આ દિ રૂપાળા,
હો પ્રેમયોગિ ! પ્રેમ દેને. ધ્રુવ.

આજ સાજ સોહતાં સજી હું આવી
પ્રેમ ત્હારા રહી છું હું યાચી,
હો પ્રેમયોગિ ! પ્રેમ દેને.

'થોભ, થોભ,' મધુર કાંઇ સાદે ભરેલી
ઘંટડી સૂણી ઝબકી જાગી,
હો પ્રેમયોગિ પ્રેમ દેને !

સૂરજ શશીને સદા ઉગતાં આથમતાં
રાહ જોઉં ત્હારી સૌ ત્યાગી,
હો પ્રેમયોગિ! પ્રેમ દ્હેને.

માત, તાત, પિયુ પ્રેમ ન્યારા શિખવજે
પ્રેમ શાસ્ત્ર – રત અનુરાગી,
હો પ્રેમયોગિ! પ્રેમ દ્હેને.

સૌ વ્હેલા પ્રેમભક્તિ પિયુની પાઠવ જે
છંટકાવ સત્ય પ્રેમે છાંટી
હો પ્રેમયોગિ! પ્રેમ દ્હેને.

યોગિ! ત્હારા આભાર ઝૂલણે ઝૂલાવજે!
થાઉં ત્હને જોઈ રાજીરાજી:
હો પ્રેમયોગિ! પ્રેમ દ્હેને.

આવ્યા છે આ દિ રૂપાળા,
હો પ્રેમયોગિ! પ્રેમ દ્હેને.

---

# હૃદયરાજ !



( હો નન્દરાજ ! નહિ રે આવું ને ઘેર કામ છે )

હો હૃદયરાજ !

વ્હેલા આવો છે આજ દશરા.

રૂડું રૂપાળુ પ્રભાત એ શોભે ને થાભે
આવો સૌભાગ્યને પાળતા :

હો હૃદયરાજ !૦—

રાજ ! સાજ લાવો નવરંગ આજ લૂંટવા
સાધન છે આજે તૈયાર સૌ :

હો હૃદયરાજ !૦—

ઊપવન ઉઘાડું નાથ ! બેસી ત્યાં શોભશું
વાતો કરીએ ચિત્ત ચોરતાં :

હો હૃદયરાજ !૦—

ભાવતાં ભોજન આજ પીરસું પ્રેમથી
કરે વર્ધન એ સૌ આનન્દમાં :

હો હૃદયરાજ !૦—

વ્હેલા આવોને મ્હારે જાવું રાસ ખેલવા
રૂડી રૂપાળી ચન્દનીના ચોકે :

હો હૃદયરાજ !૦—

# પ્રાણેશ !



(કાળજાની વાત કેને કહીએ ! ગોવાળીએ ઘેલાં કીધાં રે)

હું તો બની સા'વ ગાંડી
પ્રાણેશ કયારે આવશો રે ?

ઉપાર્જન કરવા કેદીના ગ્યા'તા
દૂર દૂર દેશે ભમો છો :
પ્રાણેશ કયારે આવશો રે ?

વર્ષે આવે છે ઘેર કેટલાંય પર્વો
ત્યારે ત્યારે ખૂબ સાંભરો :
પ્રાણેશ કયારે આવશો રે ?

સાંભળી અવાજ કાંઇ ઝબકીને જાગું
જાગી જોઉં કોઇ ના દીસે :
પ્રાણેશ કયારે આવશો રે ?

આવો આવો ને કરૂં ભોજન ભાવતાં
શરદ્ પૂર્ણિમાના દૂહાડા :
પ્રાણેશ ક્યારે આવશો રે ?

માતા ભગિની તાત ભ્રાતા સંભારે
કરે ચિન્તા અતિ ચિત્તે :
પ્રાણેશ ક્યારે આવશો રે ?

મોતીડાં વેરાવું ચોકે સિંદૂર પથરાવું
ફૂલડે ભરાવું ફૂલવાડી :
પ્રાણેશ ક્યારે આવશો રે ?

રીસાણા હો તો નાથ કઈ પે મનાવું ?
અજ્ઞાન વાંક ના ધરશો :
પ્રાણેશ ક્યારે આવશો રે ?

ના, ના, વ્હાલા હવે વિલંબના કરશો
એ દિલડાં બહુલોલ અમ્હારાં :
પ્રાણેશ ક્યારે આવશો રે ?

હું તો બની સા'વ ગાંડી
પ્રાણેશ ક્યારે આવશો રે ?

# છાની વાત



( નીર ડોલે નીર ડોલે, સજનનાં નીર ડોલે રે )

વાત છાની વાત છાની, હૈડાની વાત છાની રે,
વાત છાની વાત છાની, સહિયર સૂણ વાત છાની રે!
સાસરિયે સાસુ કેરી શૂળ ખૂબ ખૂંચે;
તોય પતિ માવડીને મ્હોલે:
હૈડાની વાત છાની રે!
મહિયરમાં માત વેરી વેણ વિષ ખૂચે;
તોય અતિ માત પ્રીતિ બોલે:
હૈડાની વાત છાની રે!
સાંભળજે બ્હેન મ્હારી વાત આજ વ્હાલે;
જનનીની જ્યોત ખૂબ ઝોળે:
હૈડાની વાત છાની રે!
સમય વિચારીએ ખાસ બ્હેન ખ્યાલે;
સહીએ એ ઘાવ ખૂબ ઘોળે:
હૈડાની વાત છાની રે!
વાત છાની વાત છાની, સહિયર સૂણ વાત છાની રે!

# અન્તરના ઘા



( કાળની ખંજરીના ઝણુકાર )

સાંભળું પ્રેમના એ ભણુકાર
લાગતા અન્તરમાં અતિ ઘાવ !

પેસે જોસથી, ઘાવ પડે એ,
દર્દ તણા દરિયાવ;
વિરહ બળે, અન્તરમાં ઉંડા;
ઉલટે દિલના દાવ !

વસ્યા છે વિષમય એ અટકાવ
લાગતા અન્તરમાં અતિ ઘાવ !

ડંખે ઝાઝું, દર્દ નડે છે,
વિધિ લેખીત એ ભાવ;
ઉડે ઉડે, પડતા અતિશે
વીતે જગમાં સાવ:

રે વધે દર્દ તણા સૌ ભાવ
લાગતા અન્તરમાં અતિ ઘાવ!

વેદના ભારે, કાળ સત્કારે,
દગ તીરના વર્તાવ;
આપ વીતી તો આપજ જાણે
હોય જ્યમ હૈયે ઘાવ:

લાગતા અન્તરના અતિ ઘાવ!
સાંભળું પ્રેમના એ ભણકાર:

સાંભળું પ્રેમના એ ભણકાર
લાગતા અન્તરમાં અતિ ઘાવ!

---